શ્રી વિજય.

# સ્નેહલતા

## નાટકનાં ગાયનો.


લેખક, જયન્તીલાલ માણેકલાલ મહેતા,

અમદાવાદ.



પ્રસિદ્ધ કર્તા

**ઘેલાભાઈ દોલતરામ દલાલ**

એજન્ટ શ્રી નવીન દેશી નાટક કંપની લીમીટેડ.

સૂર્યપ્રકાશ થીએટર સ્ટેશનરોડ–સુરત.

આવૃત્તિ ૧ લી. પ્રત ૩૦૦૦

સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.

શા. ખુબચંદ અમીચંદના ધી સુરત "જઈન" એનજીન પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપી, ખપાટીઆ ચકલા–સુરત.

કિંમત ૦–૩–૦ ત્રણ આના.

# મુખ્ય પાત્રોના નામ.

**અબધુત**............સત્યપુરનો ગાદી વારસ કુમાર વીરકેતુ.

**વિજયસિંહ**........વિજયગઢનો રાજા—સ્નેહલતાનો પિતા.

**જાલિમસિંહ**.... } સત્યપુરની ગાદી પચાવી પડેલ નીચ ખવાસ સ્નેહલતાનો ઉમેદવાર.

**શેરખાં**.............લુંટારાનો સરદાર. જાલિમનો મદદગાર,

**સ્નેહલતા**...........વિજયસિંહની પુત્રી—અબધુતની થનાર પત્નિ.

**વર્ણશંકરદાસ**.....સુધારા અને ફેશનની ફીશીયારીમાં ડુબેલ બુઢ્ઢો ચપળાનો ઉમેદવાર આશક

**ભેંસાસુર**..........વર્ણશંકરનો નોકર અરવીંદાનો આશક.

**રમણીક**............વર્ણશંકરની પ્હેલી બૈરીનો છોકરો. ચપળાનો થનાર ધણી.

**ભાજીપાલા**........ચપળાનો પિતા—દાંભીક સુધારક.

**અરવીંદા**...........વર્ણશંકરની નવી બૈરી—ભેંસાસુરની દીલદાર.

**ચપળા**.............વર્ણશંકરની લીલામની લથીતા. રમણીકની પ્રિયતમા.

બ્રાહ્મણ, લુંટારાઓ, ઉમેદવારો, રાજ્યગોર, સાહેલીઓ વીગેરે વીગેરે.

**સ્થળ—સત્યપુર, વિજયગઢ અને પાસેનાં જંગલો.**



॥ श्री शान्तिनाथाय नमः ॥

### શ્રી વિજય

# સ્નેહલતા નાટકનો ટુંકસાર

## અંક પહેલો.

**મંગલાચરણ**—સુત્રધાર અને નટી વસ્તુ સૂચનથી વસ્તુ દર્શન

**પ્રવેશ-૧**—સત્યપુરના મહારાજા સત્યસિંહનું કપટથી ખુન કરી ગાદી પચાવી પડેલ મહારાજા જાલીમસીંહનું એકાન્તભવન પુરૂષાર્થ અને પ્રારબ્ધ સંબંધી જાલીમના ઉદ્દગારો સત્યસિંહના રૂહનું પ્રગટ થવું. વાદવિવાદ પ્રતિજ્ઞા ચિત્ર દર્શન વૈરની વસુલાત તરીકે પોતાના પુત્રના હાથે જાલીમનું ખુન થવાનું ભવિષ્ય કથન શેરખાં તરફનો સંદેશો વિજયગઢ તરફ પ્રયાણ.

**પ્રવેશ ૨**—સત્યપુરના મહારાજાનો કુમાર વિરકેતુ અબધુત રૂપધારી પોતાના માત પીતાના ખુનીને શોધી તેના ખુનથી વૈરનું તર્પણ કરવા તેની પાલક માતાની ચિતા આગળ સમશેરના સોગન ખાઇ ભિષ્મપ્રતિજ્ઞા કરે છે. એક બ્રાહ્મણનું ટેલ નાંખતા નીકળવું નજીકના જંગલના લુટારાઓનું બ્રાહ્મણને લુંટવું અબધુતથી બચાવ લુંટારા સાથે જંગ ટેબ્લો.

**પ્રવેશ ૩**—સુધારાના આગેવાન મી૦ વર્ણુશંકરદાસના નોકર મી૦ ભેંસસુર ભડકનો નોકરી માટે બળાપો વર્ણુશંકરનું આવવું ન્યુસપેપર વાંચી એક સુધરેલી કન્યાના થતા જાહેર લીલામમાં ઉમેદવાર તરીકે જવા તઇયારી સામેથી સુધારામાં તણાતી તેમની નવી સ્ત્રી અરવીંદાનું આવવું અરવીંદાનો પતિ પત્યે તિરસ્કાર વર્ણુશંકરનું લીલામમાં જવું ભેંસાસુર તથા અરવીંદાનો પ્રેમ. ડેન્સની તાલીમ.

**પ્રવેશ ૪**—લુંટારાનો સરદર અને ખુની જાલીમસીંહનો મદદગાર શેરખાં, જાલીમની વર્તણુંકથી નારાજ થઇ વૈરની ધુનના વિચારમાં જાલીમનું મળવા આવવુ બંનેની મસલત વિજયગઢના મહારાજા વિજયસીંહનું ખુન કરવા બદલ રાજ્યના ચોથા હીસ્સાના માલીકનો દસ્તાવેજ કરી આપી જાલીમનું જવુ કેદી અબધુતને હાજર કરવો. અબધુત અને શેરખાંનો વાદવિવાદ અબધુતને મિત્ર તરીકે મેળવી સત્પુરના નવા થએલા રાજા જાલીમની ભવિષમાં થનાર રાણી રાણી તે વિજય સીંહની કુંવરી સ્નેહલતાના ખુન સારૂ શેરખાંનો ઉશ્કેરણી પોતાના માતા પિતાના ખુનીનો પત્તો મળવાથી અબધુતનો આનંદ.

**પ્રવેશ ૫ મો.** જાલીમની શેરખાં પ્રત્યે પ્રપંચ બાજી કુંવરીની વર્ષ ગાંઠની ખુશાલીમાં બગીચા તરફ જવું. વિજય મઠમાં અબધુત "લુંટારાને પકડી રજુ કરનારને ઇનામ મળશે" એવો વિજય સીંહનો ઢંઢેરા શેરખાંનું આવવું ઢંઢેરા સંબંધી ચર્ચા બંન્નેનુ રાજા અને કુંવરીના ખુન માટે જવું.

**પ્રવેશ ૬ ઠ્ઠો** રાજ્ય બાગઃ—કુંવરી સ્નેહલતા તથા સાહેલીઓ. હાસ્ય વિનોદ વિજ્ય સીંહનું જાલીમસીંહ સાથે આવવું કુંવરી તથા જાલીમ વચ્ચે વાદવિવાદ વિજયસીંહથી શાંત વન લુટારાને પકડનાર ઉમેદવાર સંબંધી પુછપરછ અબધુતનું હાજર થવું અને બીડું ઝડપવું અબધુતની ધૈર્યતા અને વિરતાથી વિજયસીંહનું પ્રસન્ન થઇ આશીર્વાદ આપી જવું કુંવરીનું આવવું અબધુતથી મેળાપ પ્રથમ પ્રેમ દર્શન

**પ્રવેશ ૭ મો** જાલીમ ગુસ્સામાં કુંવરીની દાસીથી મેળાપ ખાનગી મસલત કુંવરીને કોઇ પણ રીતે મેળવવા નિશ્ચય

**પ્રવેશ ૮ મો**-કન્યાનું જાહેર લીલામ કરનાર મી. ભાજીપાલાની કન્યા ચપળાનો સુધારામાં વહી જતા પોતાના પિતા માટે બળાપો ચપળાના પ્રેમી મી. વર્ણશંકરદાસના દિકરા રમણીકનું આવવું બંનેનો પોતપોતના પીતાની ચાલ માટે અણગમો છેવટે રમણીકની ચપળા સાથે પોતે પરણવા તૈયારી મી. ભાજીપાલાની લીલામ માટે તૈયારી ઉમેદવારોનું આવવું. જાહેર હરાજી ચઢ ઉતરમાં દશ હજાર રૂપીઆ આપી મી. વર્ણશંકરદાસે ચપળાને ખરીદવી વરઘોડો બાપ બેટાના લગ્ન.

**પ્રવેશ ૯ મો**-નિદ્રાભવન નિદ્રાધીન કુંવરી અબધુતનું દાખલ થવું શેરખાંની અબધુતને ઉશ્કેરણી સ્ત્રી હત્યા કરવા ચોખ્ખી ના બંનેનું વૈરમાં ઉશ્કેરાવું અબધુતનું વીરકેતુના રૂપમાં ખુલ્લા પડવું. શેરખાનું ગભરાવું નાશીજવા વિચાર બંને વચ્ચે યુદ્ધ યુદ્ધમાં શેરખાંનો ઘાત, શેરખાંનું નીશાન તાકવું ભુલથી દાસીને વાગવું દાસીનું મરણ. ટેબ્લો.

---

# અંક બીજો.

પ્રવેશ ૧—દરબાર-નાચ—રાજા અને કુંવરીને બચાવનાર અબધુતનો વિજયસીંહથી સત્કાર જાલીમાસંહનું આવવું વિજયસિંહ મારફત પરસ્પર ઓળખાણ અબધુતની જ્યોતીષ્ય વિદ્યાના એક કુશળ જ્ઞાતા તરીકે. હાલ તુરત લગ્ન મુલતવી રાખવા ની મહારાજાને સલાહ. જાલિમ અને અબધુત વચ્ચે વાદવિવાદ. મહારાજાનું વચ્ચે પડવું. ટેબ્લો.

શા ૨—અબધુતના પ્રેમમાં નિમગ્ન કુંવરી અબધુતનું ભવિષ્યવેતા તરીકે આવવું. ફુલ્લ પડવું. બન્નેનો દીવ્ય સ્નેહ. અબધુતે પોતનું વૃત્તત જ ાવવું. અને કુંવરીનો આશીર્વાદ.

પ્રવેશ ૩—અરવિન્દાના પ્રેમમાં ગુલતાન બનેલો ભેંસાસુર. શેઠના દીકરા રમણીકને તેના પ્રેમની ગણસણ ખબર પડી છે એવી શંકા ધારી શેઠના ઘરમાંથી હાથ મારી અરવિન્દા સાથે નાસી જવાના વિચારમાં અરન્દિાનું આવવું. શેઠ નવી લીધેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા જાલિમની પાછળ જવું. પરણી લાવ્યા છે કહી અરવિંદાને ફેરફેરી નાસી જવા ઠરાવ બન્નેનું તૈયારી કરવા જવું, રમણીકનો પોતાના બાપ તથા નવી માટે બળાપો કરતા નીકળવું. ચપળા અને રમણીકનો પ્રેમ. વર્ણશંકરને આવતો જોઇ પોતે ( રમણીક ) ચપળાનો સ્થાને પહેલા જવું વર્ણશંકરનો રમણીકને ચપળા ધારી પ્રેમ કરવો. રમણીકનું બાપને પ્રેમમાં લટ્ટુ બનાવી બનાવવું. અવાજ આવવાથી વર્ણશંકરનું તપાસ સારૂ અંદર જવું. અને ચપળાને અરવિન્દા ધારી પ્રેમ કરવા જવું. ચપળા

(રમણીક) નું ભેંસાસુરને બાની નચાવવો ત્યાં ખરી અરવિન્દાનું આવવું. ભેંસાસુરને ચપળા સાથે પ્રેમ કરતો જોઇ ગમગીન. વર્ણુશંકરનું આવવું અને જુઠ જુબામણીનો ગોટાળો જોઇ અજબ થવું. ટેબ્લો.

પ્રવેશ ૪—દેવીનું મંદીર. બારવટીઆઓની ગમ્મત. સરદાર શેરખાંની કુંવરીનું ખુન કરી શીર લઇ આવવાની રાહ જોવી. જાલીમ સિંહનું આવવું. કુંવરીને બદલે શેરખાંના ખુનની ખબર આપવી ખુની તરીકે અબધુતને ઓળખાવવો. બારવટીઆઓને ઉશ્કેરવા, અને અબધુત સાથે જો વિજય સિંહનું ખુન થાય તો રાજ્યનો ચોથો હીસ્સો આપવાની કબુલાત આપી જાલીમનું જવું ખુનીને પકડવા તલપાપડ. અબધુતનું આવવું; બારવટીઆ સમક્ષ શેરખાંના ખુની તરીકે પ્રકટ થવું. અન્યોઅન્ય લડાઇ અને બારવટીઆની કતલ. દસ્તાવેજ અબધુતના હાથમાં આવવો; અને અને વિજયસિંહની વ્હારે જવું. ટેબ્લો.

પ્રવેશ ૫—ભોળા રાજા વિજયસિંહને ભંભેરી જાલમસિંહની ભવિષ્ય વાણી જુલાવી કુંવરી સાથે લગ્ન કરવાની યુક્તિઓ. અબધુતપર અણગમો ઉત્પન્ન કરાવવો. કુંવરીનું આવવું વિજયસિંહનું કુંવરીને જાલીમ સાથે પરણવા સમજાવવું કુંવરીની ના. વાદવિવાદ. રાજાનું દબાણ. અબધુતનું લુંટારાના શીર સાથે હાજર થવું. યોગીના રૂપમાં કરેલા ખુનથી વ્હેમાઇ અબધુતપર ક્રોધ. જાલમસિંહનું બળતામાં ઘી હોમવું. ભોળા રાજાનો કોપ. અબધુતને દેશનિકાલની સજા. કુંવરીની સમજાવટ. ટેબ્લો.

**પ્રવેશ ૬**—ગોટાળા ઉપર દીલગીરી દર્શાવતા વર્ણુશંકરદાસ સલાહ માટે મી૦ ભાજીપાલાને મળવા જવું. ભેંસાસુરનું આવવું અને અરવિન્દા સાથે નાસી જવાની પેરવી. રમણીકનું (ચપળાના વેશમાં) આવવું; ભેંસાસુરે (રમણીકને) અરવિન્દા ધારી પ્રેમ કરી નાસી જવા તાલમેલ કરવી. રમણીકનું ભેંસાસુરને બનાવવો; ઘોડો બનાવી હંટર મારવા. ત્યાં અરવિન્દાનું આવવું. ચપળાનું રમણીકની શોધમાં આવી પ્હોંચવું. રમણીકના હાથમાં અરવિન્દાને જોઇ ગુસ્સે થવું, બેહોશીમાં ભેંસાસુરના હાથમાં ચપળાનું પડવું. વર્ણુશંકરનું ભાજીપાલા સાથે નીકળવું. ગોટાળો જોઇ ચમકવું; ભુલામણીનો ભવાડો. ટેબ્લો.

**પ્રવેશ ૭**—જંગલમાં મારાઓ સાથે અબધુત જાલીમનું આવવું. અબધુતપર જુલમ અને મારવા તઇયારી. અબધુતનો કુંવરીથી બચાવ. જાલીમનું છટકી જવું. ટેબ્લો.

---

## અંક ત્રીજો.

**પ્રવેશ ૧**—અશાંતીમાં રાજા વિજયસિંહ જાલમનું આવવું અને અબધુત સાથે કુંવરીના નાસી ગયાના સમાચાર કહેવા. રાજાનો દારૂણ ક્રોધ અને અબધુતને પકડવા જાલીમ સાથે જવું.

**પ્રવેશ ૨**—જંગલમાં મંગળ માનતા સ્નેહલતા અને અબધુત. પ્રેમીઓનો પ્રેમ પાણી લેવા અબધુતનું જવું, વિજયસિંહ અને જાલમનું આવવું. કુંવરીને કેદ કરી ઉપાડી જવી; જતાં જતાં પ્રપંચી જાલમે પોતાની કટાર સ્વપરાક્રમની તારીફ દાખલ નાંખતા જવું. અબધુતનું પાણી લઇ આવવું.

કુંવરીની શોધ કટાર જડવી. વેરનો વધારો પ્રતિજ્ઞા પૂર્ણ કરવા ક્રોધાવેશ * * *

**પ્રવેશ ૩**—મીઃ ભેંસાસુર ભડક ભાગવાની તઇયારીમાં વર્ણશંકરનું આવવું. ઘરની વ્યવસ્થા સંબંધી તપાસ. નોકરપર હદ બહારના વિશ્વાસ સારૂ વર્ણશંકરનો અફસોસ જાતે ચોપડા તપાસવા જવું. અરવિન્દાનું આવવું; અને ભેંસાસુર સાથે ભાગી જવું. સુધારાપર તિરસ્કાર દર્શાવના રમણીકનું ચપળાના લેબાસમાં આવવું. વર્ણશંકરનું આવવું. બનાવટી ચપળાએ ભડક સાથે અરવિન્દા નાસી ગઇ એવી ખબર આપવી. પીડા ટળી માની વર્ણશંકરનો આનંદ. ચપળા સાથે પ્રેમ કરવો. રમણીકનું ખુલ્લા પડવું. વર્ણશંકરનો રમણીક પર કોપ. રમણીકે બાપની આંખો ઉઘાડી આપવી. ભાજીપાલાનું આવવું. કન્યા વિક્રય માટે તિરસ્કાર. ગોટાળા માટે ખેદ. વર્ણશંકર અને ભાજીપાલાનો સુધારા અને ફેશન માટે પસ્તાવો. ચપળા રમણીકનાં લગ્ન. વર્ણશંકર અને ભાજીપાલાની સુધારકવાડી.

**પ્રવેશ ૪**—કુંવરી અને જાલમના લગ્નની તઇયારી. કુંવરીને છેવટની સમજાવટ. કુંવરીની સખત હઠ. બળાત્કારે ચોરીમાં બેસાડવા રાજાનો હુકમ લગનના ગીત સાથે જાલમનું રાજગોર સાથે વરરાજા બની નીકળવું. લગનની તઇયારી. અચાનક અદ્ભુતનું પ્રગટ થવું. જાલીમસિંહનું ખુન. ખુનીના ખુનથી માતપિતાના વેરનું તર્પણ કરી પ્રતિજ્ઞા પૂર્ણ કરવી, સ્વર્ગસ્થ માતપિતાના રૂહનું પ્રગટ થવું. પુત્રને આશિર્વાદ અને સત્ય હકીકત જાહેર કરવી. વિજયસિંહનો પસ્તાવો. ક્ષમા માગવી. વિરકેતુ અને સ્નેહલતાનાં લગ્ન. ખુશાલી. અને છેવટનો આનંદ.

॥ श्री शान्तिनाथाय नमः ॥

# સ્નેહલતા નાટકનાં ગાયનો.



## મંગળાચરણ.

સૂત્રધાર— ૧

શાંતીદાતા જય જગ ત્રાતા,
મુનીજન ધ્યાતા નવ નવ થાતા. શાંતી०
કંઈક ખીલાતા કંઈક કરમાતા,
તુજ ગુણ ગાતા ઉર હરખાતા. શાંતી०
સમીર સુહાતા અહીં તહીં ન્હાતા,
વિનય વિધાતા વિશ્વ સમાતા. શાંતી०

નટીઓ— ૨

હાંરે સુણો શાણા નરનારી શીખામણ આ સારી,
"બોલ બોલેલા સવે નીભાવજો."
ક્રોધ અંતરનો અંદર સમાવજો,
ગયો પાછો નહીં આવે દાવજો. હાંરે
નીત્ય વિશ્વ વિભુથી ડરી ચાલવું,
દીન દુઃખીને મુઠી મળ્યું આલવું.
મોહ મારો હંમેશ, ભજી ભાવે પરમેશ.
ખરેખરૂં ભવ સાગર તરવાનું આ નાવજો. હાંરે०

બ્રાહ્મણ-છોકરી— ૩

દયા દીલમાં દીનની દાઝે દેખી દીનને દેતા દાન,
ધીર ધરીને ધર્મ ધારતા ધન્ય ધરામાંહી ધનવાન;
ટેલીઆ ભટની ટેલ છે દાતારને મન સ્હેલ છે.
સંત સરિતા સમીર મેઘ તો સદા કરંતા પરઉપકાર
પ્રીત ધરી પરમારથ કરતાં ધરતા ઉરમાં નહીં અહંકાર;
ટેલીઆ ભટની ટેલ છે દાતારને મન સ્હેલ છે.

અરવિન્દા:— ૪

જાયે ફેશનમાં આ જુવાની (૨)
હાયે ડીઅરમાં હું થવાની દીવાની દીવાની,
નખરે નચાવાની—બસ સુધરી જવાની. જાયે૦
નવીન રંગે નવીન સંગે નવિનમાં નીત્યે ફરૂં
ચટકે ચતુરના ચિત ચોરી લ્હેર બ્યુટીમાં કરૂં
વેરી વેલ યશનો કરવાની મઝા માફ જમાનાની. જાયે૦

અરવિન્દા અને વર્ણસંકર—૫

આવો અલબેલા વ્હાલા, લોભાણી લટકે લાલા (૨)
રસિક મારા રસરાજ વારી જાઉં. આવો૦
ચકોરી સુખની શાળા મધુરી મનની માળા (૨)
ચતુર ચિતની હરનાર સુખી થાઉં. આવો૦
મોહી મોહી દીલજાન, મારો શું નેણોનાં બાણ (૨)
વ્હારે રંગીલી છબીલી સુખખાણ. આવો૦

સુંદર સુરત સારી, જીગર હુરત પ્યારી;
હઠીલા હવે હું હારી, વ્હારે વ્હાલી બલિહારી. આવો૦

અરવિન્દા-ભેંસાસુર— ૬ ડેન્સ.

વેલકમઓન કમઓન લેડી ( ૨ )
ઓલ આર રેડી ટુ ફોલો યોર વે
નો ઇન યોર માઇન્ડ વર્લ્ડ ઇઝ ફૂલ
લેટમી સે લેટ મી સે. વેલ૦
ટુ એબોલીશ બેડ કસ્ટમસ
વી હેવ ટેકન ધીસ સીસ્ટમ
છે વ્હેમી સઘળા હિન્દુ, નહીં સેન્સ તણું એક બિન્દુ
તે માટે આઇ નિન્દુ, હાઉમેડ ધે હાઉમેડ ધે. વેલ૦
સીંગ આ સોંગ ફોર જોય ( ૪ )
કમઓન કમઓન કમોઓન માય ટોય
હીપ હુર્રરા હુર્રરા હુર્રરા. વેલ૦

અબધુતઃ— ૭

વિભુ ત્હારી કંઇ કળા તો માનવથી ના કળાતી,
તું ભેદી નહિ ભળાતો માનવથી૦
અખુટ ખજાનો તાહારો છે, ઓ જગના જદુરાય
આપેલું તે તું આપે છે કેમ વધુ લેવાય;
તું ભેદી નહીં ભળાતો—માનવથી— વિભુ૦
ગજ કાતર લઇ તું બેઠો છે, ન્યાય તણો સરદાર,

તસુ તસુ લઈ તું વેતરતો માર ભલે ઉગાર
તું ભેદી નહીં ભળાતો—માનવથી— વિભુ૦

**સ્નેહલતા—** ૮

મોહનની મીઠી મોહનીએ
અજબ શી ભુરકી નાંખી
નગીના એ નયનમાં કાંઈ
સુરતને સ્નેહથી સાંધી ?
દીવાનું દીલ દીલ ભરનાં
રહયું દેદાર ને ઝંખી
પિયુના પ્રેમ પીંજરીએ
પૂરાયુ હોય મન પંખી
સલુણા શ્યામ ઓ સુંદર
સીંચો સ્નેહે સુધા બિન્દુ
હ્રદય મંદીર રદીઆળા
બિરાજો હે દયા સિંધુ ! !

**સ્નેહલતા-સાહેલીઓ-** ૯

વાહ મદન ગીત ગાતી રસીક રસ પાવી
જોબન મદમાતી નવેલી
જા ચબાવલી ઘેલી
છાની તું અલી રહેની છકેલી
ઓય લટકો (૨)

વ્હારે ચટકો (૨)
તનમાં તાલાવેલી:—છાની વાહ
બાળી ભોળી હું શું સમજુ પ્રીતી કેરા પંથ
નયન હાવથી ગુંથો ગોરી સ્નેહ તણો શુભ ગ્રંથ
જાણ્યા બાળા પ્રીતી ચાળા
અંગ છે ઉમંગ અલબેલી—છાની વાહ૦

સ્નેહલતા— ૧૦

શું ચીત્તહર સુખકર પ્રિયકર, સુંદર સુંદર મોહન મારા જાય
શું મોહન મારા જાય (૨)
દીલડું દર્દે દુઃખાય અરેરે હાય અરેરે હાય—શું
ઉડી જાઓ ક્યાં પ્રેમી પોપટ મૈના આ મુંઝાય
ઉભા રહો અલબેલા છેલા વેલા આમ થવાય
ન થવાય ન જવાય ન રહેવાય ન સ્હેવાય
આ વિરહ વેદના વસમી શે વેઠાય
શું ગયા ગયા હા ગયા ગયા ? નહિ રહયા રહયા ?
લાગી તન મનમાં લ્હાય—શું

દાસી— ૧૧

છે નોકરી દુઃખનું મુળ શુળ સૌને મોટી હાય હાયરે.
શુળ સૌને મોટી (૨) છે.
સારો દિવસ સેવા બજાવી, પોઢવું આખર થાકી
રાત વીતી ન માલમ પડેકે ઝટ નોકરી જાગી—શુળ

આમ દોડાવે તેમ દોડાવે કરાવે સર્વે વેઠ
ધીક્ક જગતમાં જીવતર તેનું (૨) ભરેઆશરે પેટ શૂળ
પંડીત જ્ઞાની ધ્યાની સર્વે લખી ગયા વિચારી
ગુલામગીરી છે નકટ નોકરી (૨) નહીં કરવી તે સારી શૂળ

ચપળા— ૧૨

અરે હાંરે એ રસીક રસીલા
છેલ છબીલા મોહન મેલા
ચાલ્યા ચીતડું ચોરી
રસીક રાગે રીઝવી રસબસ
ગયા રસીક એ રસીયા
ભીતર ભાવની ભુરકી નાંખી
વાલમ કયાં એ વસીયા
સુંદર વર આવોને સુહાગી
કામણ કરી શું કલપાવો
લીધું કાળજડું કોરી. અરે૦

ચપળા-રમણિક— ૧૩

મીઠી મુખડાની માયામાં મોહી મોહન, (૨)
સુંદર બદન મદન સદન લાગે લલિત લોચન. મીઠી.
પ્રીતીની ભુરકી નાંખી ભમાવી,
ભામની ભોળી ને વાહ
હેં અરરર આ શું

વરત વાઢી કુવે ઉતારી (૨)
જો જો ઠગારા મુકો વિસારી (૨)
વ્હારે રસિલી રંગીલી તું છે મારૂ તન મન. મીઠો૦

બધા— ૧૪

બુઢ્ઢો પરણીને જાયે બાળકી વાગે છે ડંકા,
પૈસા આપીને પરણ્યો લાડકી લુંટી છે લંકા;
પત્થર સાથે રત્ન પછાડીયું, થાશે જગ ડંકા.
કાજળને કંકુ એકજ થઈ ગયું લુંટી છે લંકા—બુઢ્ઢો૦

ટેબ્લો.

## અંક બીજો.

સ્નેહલતા— ૧૫

લગની લગાડી લાલે લટકે લોભાવીરે લટકે લોભાવીરે
ચટકથી ચિતડુ ચોરી ચતુરે ચુકાવીરે
અંગારાનો ચાતક જાણે સ્વાદ
પતંગનો કોઈ કરે નહિ વાદ લગની૦
અવનીમાં અંતરતણી અંતર વરતે વાત
અંતર અંતરમાં પડે અંતરનો આઘાત, લગની૦
કથા કોને કર્મતણી કહેવાય

કુવાની છાંય કુવાની માંહ્ય લગની૦
મનની બધી મનમાં રહે તનની તનમાં સમાય
મુંગે ખાધો ગોળ તે સ્વાદ હૃદય સમજાય
પ્રીતડી પ્રેમી થકી પરખાય
હીરાનું મુલ ઝવેરીથી થાય લગની૦

સ્નેહલતા— ૧૬

રસભોગી રસિયા રસિક પ્રીતને બાંધી જાણજો
સ્નેહી મન સાથે સ્નેહ સાંધતાં સાંધી જાણજો
સ્વારથના થાશો ન સંગી દીલના રહેજો ઉમંગી
રસિક પ્રીત બાંધી જાણજો. રસભોગી૦
પ્રીતી છે પારસમણી જગમાં મણીધર શિર સોહાય
સ્વાર્થજીવન કોરે કરતાં ભાગ્યે પ્રાપ્ત તે થાય
રંગે રંગી નારંગી દુનિયા કહેશે ના રંગી
રસીક પ્રીત બાંધી જાણજો. રસભોગી૦

સ્નેહલતા—અબધુત— ૧૭

સુંદર વર સ્હાય શામળીઆરે.
પ્રીતે પળજો પાતળીઆ,
મનહર મધુરી સુજને મળી આ
વિસરે ન વચન વ્હાલી આ,
ભીતર ભેદુ ભાગ્ય ભુવનમાં ભગવત ભમરી ભમતી
કરજો કીંકરપર કરૂણા કરૂં કંથ કાય કામળીઆરે

કામીની કંકણુ કાચ છે નંદ્દાતા નહીં વાર,
નાથ નભાવે નેહમાં નારી નર શૃંગાર સુંદ૨૦

અરવીંદા— ૧૮

મારી કમર મચકી હાય (૨)
મારૂં જોબન લચકી જાય (૨)
ભ્રમર ભોગી વિના ખીલી કળી કરમાય-ભ્રમર૦
રસ છલકાય:—મારી૦
અંગ અંગમાં ખીલો કળીઓ
સુગંધ ઉર ઉભરાતી—મારી૦

અરવિંદા-ભેંસાસુર— ૧૯

એજી ચાલો ચલાવો રંગેથી રંગીલા હો વ્હેલા,
રંગીલા હો વ્હેલા છબીલા છો છેલા—(૨) એજી૦
અમન ચમન કરી મોઝ મઝા માણીશું.
જુવાની છે ચાર દીન રંગ રાગ જાણીશું
તમે ભમર કમળ રસ રાગી (૨)
પ્રીત પૂર્વ જન્મની જાગી (૨)
લટકાળી લલિત રસવેલી (૨)
હું અજાણુ અબળા ઘેલી (૨)
વાહ વાહ સલુણી, અહા સલુણી એજી૦૦

ચપળા-રમણીક ૨૦

કાના શાણા શામળીઆ તેં—
પ્રેમની મોરલી વગાડી—એ...

મોરલી વગાડી મોહન, મોહની લગાડી—શાણા—
પ્રીતમ પ્રીત અજબ ઔષધી સુંઘાડી—કાના૦
પ્રીતિની પોથી સલુણી ઉઘાડી
શાણી સમજ દીધો સઘ પાઠી
રમણુ રમાડી ભમાડી આ લાડી—
વ્હારે મારા પ્યારા ધુતારા ઠગારા છો ખરાખેલાડી
પ્રેમ થાળે મન શ્રીફળ મોહન ભાવથી મેલું અગાડી હે૦

વર્ણશંકર—ચપળા— ૨૧

રંગે રીઝાવો રસીલો રસીલી.
પ્યાલો પ્રીતિનો પાઓને પ્રેમીલી. ઓહો રંગે૦
આતુર અલબેલી વ્હાલી, શાને તલસાવો ઠાલી.
ચાળા ચતુર જાણ્યા, શાણા શું થાઓ કાલા.
તારો હું તો દીલદાર
ઉંહુ ખસો ધુતારા આ વાર
ઉરે ધારૂં ન ધીર, મ્હારા હૃદઆના હીર
તાકી મારો ન તીર, ચઢી છંદે છબીલા છબીલી૦ ઓ૦ રંગે૦

લુટારાઓ— ૨૨

ઉડાવો બસ રંગ, ધરી ઉરે ઉમંગ, સૌ મળીને સંગ,
કરો અમન ચમન પીઓ રંગ બસ રંગ.
દારૂ છે ઘરનો પ્યાલી પરાઇ (૨)
પ્રીતે પીઓને ખુબ આવે છે લાલી, ચઢાવો એ ગંગ.
ઉડાવો૦

સુસ્તી મટાડે બદનની મસ્તી મચાવે રંગમાં
દુખડાં કરે દુર દીલના દુનીઆ દેખાડી રંગમાં
ઉમરાવ ઉરના આશકો ઝુલે જુવાની રંગમાં,
દીલદારને દીલબર બિરાદર સૌ ફરે બસ રંગમાં ઉડાવો.

**સ્નેહલતા—** ૨૩

ચિન્તા અને દુઃખથી ભરી સુખ સાહ્યબી સુખ કાપતી,
શાન્તી અને નીતી ભરી ગરીબાઇ ગુણને આપતી
મંગળ કરે એ ઝુપડી જ્યાં અંશ નહીં અભિમાનનો,
મદથી ભર્યા એ મ્હેલમાં વિનાશ નીતિ જ્ઞાનનો.
માનીશ એ મન મોહન સંગ, સુખ સાચું ધરી ઉમંગ,
રાજ સુખ ક્ષણીક રંગ માનો તાત પ્રીતથી;
વિના વિચારે આપી દોષ, નાહક રગડો નિર્દોષ,
સત્ય માની મુકો રોષ, ન્યાય નીતી રીતથી.

**ભેંસાસુર–ચપળા (રમણીક)—૨૪**

એજી ઇશકના ટટુ કદમ ભર ચાલ હટ હટ હટ,
જરા ધીમે ધીમે માર હન્ટર અરે છટ છટ છટ
જાત કજાત ઇશક નહીં જુએ થાય થુ થુ થુ
તુટી ખાટમાં ઉઘતોજ સુએ અરે તુ તુ તુ
કહે ગરજી ગરધવ બાપ સ્વાર્થ ઉર ધારી
ખાય ભાખરી સુકી ભૂખ્યો વખતને વિચારી,
આ શીકલ સારી, છે નક્કલ પ્યારી.
થુ અક્કલ તારી,
ઇશક અંધોને દુનિઆ દીવાલ ખર ચાલ હટહટહટ એજી૦

# અંક ત્રીજો

---

**કંચનીઓ** ૨૫

જલ ભરવા જમના તીરે
શીરે ગગરિઆં લે ના જઇઓરે૦-જલ૦
આવે કનાઇ ડારે કંકરીયાં૦જલ૦
શ્યામ સુંદર મદન મોહન, કર ઠઠોરી ચિત હરે
મનકી બીતી મનમાં રહે, મુજ નયન નટવર પર ઠરે. આવે૦

**અબધુત—સ્નેહલતા** ૨૬

દુઃખ દુઃખ શું વદો જગતમાં દુઃખ દોહ્યલું મળે,
કાયા માયા ક્યાં છે જુદી જીવ જીવનમાં ભળે;
દુઃખ છે મીઠી સુખ છાયા શાંતી માને તેમાં ડાહ્યા,
પાણીના પરપોટા સમ સુખ સુંદર જોતાં ભાસે;
ઝાકળ બિન્દુ મોતી જેવું જુઓ ચળકતું ઘાસે;
પલકમાં જોતાં થાય વિનાશ સમજી કરો સુખનો ક્યાસ.
ચઢતી પડતી ધરા અનાદી ઘડી ઘડીમાં ફરતી,
માનવ જીવન રથનાં પૈડાં તાપ છાંય લ્યો વરતી.
પડે જે માથે કારમું દુઃખ માનવું તેને સાચું સુખ,
માયા મમતા ધરીને મનમાં કરે સુખ અભિમાન;
છકીને છતમાં ધન મદ ધરતાં એ નર નહીં નાદાન,
ખરે જેમ પીંપળ પરથી પાન ભટકતા ભુમીપર જેમ શ્વાન.દુઃખ૦

**સભા—** ૨૭

ભેદ આજ ભાવિનો ભાગી જતા
રંગ ઉર આનંદનો છાઈ રહ્યો
ચંપાથી ચંબેલી એકજ થતા

રસ પ્રીતીનો અખંડ જામી ગયો
સુખને પામો દુ:ખને વામો
ઈશ કૃપાથી વૃક્ષે વીંટાતી લતા રંગ૦
હમ્બગ જમાનો હમ્બગ સુધારો
હમ્બગ પોઝીશન તોબા તોબા
અજબ ગોટાળો ગજબ ભવાડો
આવ્યો આ દહાડો તોબા તોબા ભેદ૦

**નારીઓ—** ૨૮

આજે આનંદ મંગળ ગાઓરે
વ્હાલે વરને વ્હાલી સઉ વધાવોરે
ઉગયો સુરજ સોના તણો, અમૃત ઘડી સોહામણી
સાકર તણા ખરતા કરા, વૃષ્ટિજ થાતી પયતણી
વિવાહ વિગતેથી માંડયો છે આવોરે
લ્યોને લાખેણો લગનનો લ્હાવોરે આજે૦
મોતી તણા તોરણ ભર્યા, કંકુ પૂર્યાં છે સાથીઆ
ડંકા થયા વિજય તણા, સાજન મ્હાલો હાથીઆ—આજે૦

**બધા—** ૨૯

વિજય વિજય પામો જગમાં,
નેકી ટેકીનો ખચીત
ઉદય સત્યનો અસ્ત અસત્યનો;
થતો નિયમ એ નિત. વિજય૦
જેવા રહેણી કહેણી જનની તેવી,
પડત છાપ જગત માંહિ
પરમ ચિત્તે ધારી ફરજને
કરોને પ્રીત. વિજય૦

**સમાપ્ત.**